

હરિશંકર કૃત

# અશોક પલ્લવ

અને

# સ્તવન ચન્દ્રિકા.

છપાવી પ્રસિદ્ધ કરનાર
શ્રી સનાતન આશ્રમ—કરાચી.


કરાચી.
મનોહર પ્રેસમાં નરભેસંકર જગજીવન દવેએ છાપ્યાં.

સંવત ૧૯૭૦ ઇ સ ૧૯૧૪.

પ્રતિ ૫૦૦

મૂલ્ય એક આનો.

# ઉપોદ્ઘાત.

આ કાવ્ય રચનાર રસિકવેત્તા શ્રીયુત હરિશંકર શર્મા આજે પરમહંસ પદને પામેલા જીવન મુક્ત દશામાં વિદ્યમાન છે તેમણે પૂર્વાશ્રમમાં પૂર્વામ્નાય શ્રી ગોવર્ધન મઠના ઉત્તરાધિકારી શ્રી મચ્છંકરાચાર્ય, યોગીવર શ્રી શંકર જગન્નાથતીર્થ સ્વામી પાસેથી તેમના પૂર્વાશ્રમ અને ઉત્તરાશ્રમમાં ગુર્જર પ્રદેશમાં સેવામાં રહી ઉત્તમ જ્ઞાન સંપાદન કરી પોતાના સ્વર્ગવાસી મિત્ર શ્રીયુત રણછોડદાસ ભાઇના સ્મરણાર્થે આ કવિતાઓ છપાવી શ્રી સદ્ગુરૂશ્રીને અર્પણ કરવાની ઇચ્છા રાખી હતી, એમ, તેમની એ કવિતાઓની મૂળ પ્રત સાથેના શ્રી સદ્ગુરૂશ્રી ઉપર લખાયેલા એક પત્ર પરથી દૃષ્ટિગોચર થાય છે ચતુર્થાશ્રમમાં નિવાસ સ્થળાદિની તેમની અચોક્કસ સ્થિતિ જણાતાં અને વ્યાવહારિક ઉપાધિથી મુક્ત જીવનદશામાં એ કાર્ય છપાવવા સંબંધી પ્રવૃત્તિ ઉઠાવવાનું કામ તેમને માટે સંભવે નહિ એમ ધારી એ પ્રેમભાવનાયુક્ત રસિક કાવ્યના રસજ્ઞો માટે, આ આનંદદાયક પદો છપાવવાનું કામ કરાચી 'સનાતન આશ્રમ" ના કેટલાક સભ્યોએ આવશ્યક ધારી હાથમાં લીધું અને તે આ ન્હાનકડા પુસ્તક રૂપે બહાર પડ્યું છે આશા છે કે તેમાંના ઘણાંક પદો અને ગાયનો પ્રેમપાત્ર સજ્જનોને પ્રીતિકર થઇ પડશે,

અસલ પ્રતમાં ગાવાની ઢબ કે રાગો વગેરે, ન જણાવાયેલા હોવાથી આશ્રમ બંધુઓ અને મિત્રો વચ્ચે તેનું તાત્કાલિક વાચન કરી કેટલાક રાગો બેસાડી મથાળા પર તે સૂચવવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે, છતાં, જ્યાં ઉચ્ચ સંસ્કારી ગાયકોને ગાવાની લ્હેરમાં



હરિશંકર કૃત

# અશોક પલ્લવ
## અને
# સ્તવન ચન્દ્રિકા.

છપાવી પ્રસિદ્ધ કરનાર

**શ્રી સનાતન આશ્રમ—કરાચી.**


કરાચી.

મનોહર પ્રેસમા નરભેશંકર જગજીવન દવેએ છાપ્યા.

સંવત ૧૯૭૦ ઇ સ ૧૯૧૪.

પ્રતિ ૫૦૦


મૂલ્ય એક આનો.

# અર્પણ પત્રિકા.



**શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય પૂજયપાદ શ્રીમચ્છં-
કરાચાર્ય શ્રી શંકર જગન્નાથ તીર્થ સ્વ મીના
ચરણાર્વિંદમાં.—**

**હાલ શ્રી અમદાવાદ.**

પૂર્વ અને ઉત્તરાશ્રમના અતિ પ્રતાપશાળી પવિત્ર અને દીવ્ય ચારીત્ર્યથી આપના જે શિષ્ય વર્ગ અને સમગ્ર જન સમૂહ પ્રતિની અતિ કરૂણાળુ વૃત્તિથી તેઓના અંતઃકરણમાં આપે સદોદિત નિવાસ કર્યો છે તેઓમાંના કેટલાકો, મૂળ રચનાર સાથે સંમિલિત થઈ આ ન્હાનકડું કાવ્ય આપનેજ સમર્પી કૃતાર્થ થવા અભિલાષ રાખે છે તે સ્વીકારશો

ॐ तत्सत.

इतर कर्म फलानि यथेच्छ या, वितरतानि सहे चतुरानन।
तदपि मालिख मालिख मालिख, अरसिकेषु कवित्व निवेदनम्॥

आलस्योहि मनुष्याणां शरीरस्थो महान् रिपुः

वेदेषु यज्ञेषु तपःसुचैव, दानषु यत पुण्य फल प्रदिष्टं
अत्येतितत् सर्वमिदं विदित्वा, योगी परंस्थानमुपैतिचाद्यम्

उद्यमं साहसं धैर्यं बलंबुद्धिं पराक्रमम।
षडिमेयस्य तिष्ठन्ति ससर्वं प्राप्नुयात् पुमान्॥

॥ वसंततिलका ॥

तं सर्वभूत हृदयं सकल तुरीय,
शांतं शिवं रसमय त्वपि निर्विकल्पम्.
विज्ञानतृप्ति सुप्रसन्न मुखारविंदं,
श्री वैद्यनाथ इव वैद्यमणिम भजामि. ॥१॥

यस्यैव दर्शनमिदं भवरोग मुक्त्यै,
गीत मया शुभकर हरिशकरेण,
यंवा स्मृतमनुस्मृतं न पुनर्भवाय,
त वैद्यनाथमिति वैद्यमणिम् भजामि ॥२॥

अत्रैव वनगत. मुगत: शिवोऽहम्,
तत्सान्निध्याद् हरहः शिरसा नमामि,
चित्रंकथं किमधिकं सुभगवरेण्यम,
श्रीवैद्यनाथमिति नाम स्मरामि नित्यम. ॥३॥

॥ अनुष्टुप् ॥

त्वत् प्रसादेन संतुष्टो मचो ऽस्मिकिंवदाम्यहम् ॥
किंचित् चोपदेशेन विघ्नशांतिर्भविष्यति ॥ १ ॥
इतिमेचेत्मतिर्जाता करिष्ये कथितं त्वया ॥
त्वमेव केवलं ब्रह्म, सर्वज्ञोऽसि महामुने ॥ २ ॥
वरब्रूहि वरंब्रूहि भवतागदितं स्मृतम् ॥ '
अधुनाऽलमधुनाऽलम्, तथास्तु भवतु श्रुतम् ॥ ३ ॥
त्वं ब्रह्मा त्वं हरिर्विष्णुस्त्वम जगत सचराचरम् ॥

॥ त्रोटकवृत्त ॥

अधुना हृदये विमला कृपया, तव प्राप्तियामति सा किंवचसा ॥
अतएव निरंतर सत्र खलु भ्रमति न मनो ममवासनया ॥ १ ॥
त्वमहंतृनियम्नहीतिकल्नानमया रचिता गगनोपमया ॥
इह सारतमं खलुसार इति, इति नेतीतिनेति कथम भवति ॥ २ ॥
भगवन्नुग्रहेण स्थितोऽस्मित्वया प्रलपन् निमिषन्नुश्वपन्नुस्वपन।
कुरूष्वैक प्रियं गत सर्व व्यर्थं, श्रुतिसार समुच्चय सत्र श्रुतम ॥ ३ ॥

॥ शिखरिणी ॥

कथं केनापिवा प्रियजन वियोगे दुःखमिदम् ।
भविष्यन्ति सन्ति स्वजनकथितानि कथ महो ॥
तवाग्रे मे किंवा मनसि व्यथितस्यानुभावितुम ।
न शक्नोमि वक्तुम् कथमपि मतं लज्जित इति ॥ १ ॥

सुहृन्‍ मित्रे किंवाऽथ मम सहायौ निवसतौ ।
गति : स्वर्गे जाता धिक धिगधुनामेव त सुखम् ॥
रणाग्रे तिष्ठन सर्वाधिकाप्रिय वयस्यो मम गत : ।
मतिस्तिक्ष्णायस्यै व गुण इवरण्छोड : सदा ॥ २ ॥
रुणं व्यक्त्वा नाम्ना मृतगत तनुस्वम स्मरणीय ।
कचिद् दुःख वाऽरे कचिदपि सुखं निश्चय कुवः ॥
रथश्चक्राभ्यांतु चलति न कदै केन हि कथम् ।
अतस्त्वां वक्ष्ये किं भजभज हरिं राघवमिति ॥ ३ ॥

॥ नाराच ॥

भवाब्धि जन्म तारक सुधाऽनुपान सेवया ।
क्षुधा तृषा न बाधते सदाशिवं पठन् स्मरन् ॥
न क्षियते कदापि वा हरे गुरावनुस्मरन् ।
जरा न मृत्युरेव जायते नचास्य विद्यते ॥ १ ॥
अहो विचित्र चित्र वेष भस्मलेपनं तथा ।
दिगंबरं चिदंबरं कथं न संभजे शिवम् ॥
त्वमेव मोक्षदायक स्त्वमेव सिद्धिदायक : ।
त्वमेव वा चराचरस्थ व्यापको महेश्वर : ॥ २ ॥
त्वमेव वैद्यनाथ मे भिषग्वरेण्य भेषजं ।
सदाऽनुपान सेवितं चिरेण कि वदामिते ॥
त्वमेवमेवमद्वितिय व्याप्त लोकपालक : ।
भजामि ते नमामिते शिवेति शंकरं गृणन् ॥ ३ ॥

## ॥ ललितवृत्त ॥

अथ परां गतिम् यत कृपा सदा,
नयति सर्वथा तं नमाम्यहम् ॥
समधि गच्छति प्रत्यगात्मवित् ।
सतिपरावरे ब्रह्मनैष्ठिकम् ॥ १ ॥
प्रणाति सद्गुरुं ताप शांतये ।
न खलु दृष्यति यः समाहितः ॥
अचिन्वते श्रुतं श्रेष्ठ मुच्यते ॥
वचन पीयुषं तर्हि जायते ॥ २ ॥
महति दर्शने सौम्य रे कथ ।
वदन कश्मलं ते गमिष्यति ॥
जनहिते रति यो विवर्धते ।
स इति लक्ष्यते पंडितः सुधीः ॥ ३ ॥
तदनुसेवनं पादपंकजं ।
शिरसि धार्यते भक्त्याऽथवा ॥
किमधिकं भूवि कर्त्तु मिच्छासि ।
नहि त्वयाऽधुना किंचिदास्तिरे ॥ ४ ॥
मम मनोऽपि वा तद्गतं रत ।
स्मरति शंकरं लोकशंकरं ॥
नम इदं नमः नमस्ते पुनः ।
पुनरि हतु दक्षिणामूर्त्तये नमः ॥ ५ ॥

# અશોક પલ્લવ.

## મંગલ સ્તવન.

( કલ્યાણ—મંગલકર ભવભય હર જય ઉમાપતિ—એ રાગ )

(૧)

ઝગહગ ઝગ તેજ જ્યોતિ ગુરૂ પરાત્પરા
બુદ્ધિ બાળને સભાળ ૐકારેશ્વરા,
કામ, ક્રોધ, લોભ ભસ્મ કર તુ ભૂધરા.
સુખદા, દુખદા, રસપા, બલિહારી, જાઉ વારી,
 પરવારી અખિલ ઇશ્વરા- ઝગહગ૦ ૧

જનન મરણ હરણ ભરણ ભક્તિ ભયહરા,
શરણ ચરણ ગૃહણ ચુબન યોગ્ય કર ભલા,
ચિત્ત ચમક ઝમક સ્પર્શ ઝાખી જો જરા
ચળકે, ઝગકે, ભળકે, અતિ તેજે કય કે જે,
 સુખ સેજે અકળ એકલા- ઝગહળ૦ ૨

મનહર મણિરૂપ અજિત એ રૂપીવરા,
કમળનયન ચંદ્રવદન શ્રી યોગીશ્વરા
સ્ફુરત પ્રભા કાંતિ કોટિ સૂર્ય શકરા,
તનથી, મનથી, ધનથી, ગુણ ગાવે ઉર આવે,
 પ્રિય લાવે દેવ ગુરૂ દયા- ઝગહળ૦ ૩

રસના સુધા પ્રેમ અમૃત પીયુષ વર્ષણી.
અનન્ય એક એજ ગતિ છે પ્રહર્ષણી,

મંદમતિ, રતિ ન ગતિ શકે ન ગુણ ગણી
હન્યે, ધરિએ, કરીએ, દયા દૃષ્ટિ પ્રેમ સૃષ્ટિ,
અમિવૃષ્ટિ, અનંત સુખઝગ- ઝળહળ૦ ૪
યોગ્ય રૂપ ભાવ ગમ્ય છે અનન્યતા,
ચિરકાલ અંધકારથી રહી અગમ્યતા,
પૂર્ણ મ પ્રાણનાથ જીવન જાણતા,
દિનમા, ક્ષણમા, યુગમા, મનમાન્યા શિર થાપ્યા,
કર આપ્યા, ચિદ્‌વિલાસમા- ઝળહળ૦ ૫
અંતરમા પ્રકાશી ઉજ્વળ શાંતિ સૌમ્યતા
નવિન કેંઇ ભવ્ય લીલાથી કૃતાર્થતા,
કોણ કહે કોણ શુણે એવી મૈન્યતા
અકળે, ન કળે, સકળે, કયમ કર્ત્તા નહિ કર્ત્તા,
સ્તુતિ કર્તા વિજયનાથના- ઝળહળ૦ ૬
સ્વિકારશોજી સ્તવન પુષ્પ આ કૃતાંજલિ,
મહાકાલ પ્રિય રાત્રિ શિવ ગમે રસાંજલી
હરિ ને શંકર એક મગ્ન ઉદધિમા મળી
રમતે, ગમતે, નમતે, રસિયા છો, હસિયા છો,
વસિયા છો શાંતિ સદનમા- ઝળહળ૦ ૭
પુનરાવૃત્તિ, તોય વૃત્તિ, પણ ન ન્યૂનતા
એક નહી, દ્વૈત ક્યાંથી, પણ ન શૂન્યતા
વૈજનાથ ગુરૂ પ્રતાપ સકલ પૂર્ણતા,
કલમે, વિરમે, શું રમે, રંગાતા, ગુણગાતા,
વહીજાતા શ્યામ બિંદુમા- ઝળહળ૦ ૮

# પ્રણવ મહિમા.

( ગરબી—ગોકુળ વેલેરા પધારજો રે—એ રાગ )

(૨)

તારક મંત્ર તુને ૐકાર છે રે
કહ્યુ માની લે ધર કાન હો લાલ
સત્ય વચન છે સાચવજે સદારે
સદ્‌ગુરૂ કેરૂ એ છે નિશાન હો લાલ તારક૦ ૧
શુદ્ધ થઇ ગુણ સારા મેળવીરે.
પરમ રહસ્ય સરવનો સાર હો લાલ-
ગોતી એજ રૂપે કરી ભાવના રે.
પ્રેમ વડે કરી અતિ સત્કાર હો લાલ તારક૦ ૨
સેવન કરવુ સાચા દેવનુ રે
દૂર ન થાય જરા ક્ષણ વાર હો લાલ,
તો તો પામીશ સત્ય સ્વરૂપને રે,
પર પદનો લાગે પ્યાર હો લાલ તારક૦ ૩
વિશ્વ વિરાટ અભેદ વિચારજે રે
જાગૃત માત્રા ૐ અ કાર હો લાલ
તૈજસ હિરણ્યગર્ભની એકતા રે
સ્વપ્નાવસ્થા માત્ર ઉકાર હો લાલ તારક૦ ૪
પ્રાજ્ઞ ઇશ્વર કારણ એક છે રે
પદ છે ત્રીજુ માત્ર મકાર હો લાલ.
બ્રહ્મ તુરીય ચતુર્થ અ મા ત્ર છે રે,
નિર્ગુણ શાસ્વત સર્વ આધાર હો લાલ તારક૦ ૫

વૃત્તિ એવી નિશ્ચય રાખવી રે,
ઘડી ઘડી પામે બોધ પ્રબોધ હો લાલ,
પ્રજ્ઞા જાગ્રત પાછી તો થશે રે
ભય નહી પામે થાય સુબોધ હો લાલ          તારક૦   ૬
માનસ વિષય વિકાર સમાવજે રે,
ધારણા બાંધી એકજ ધ્યાન હો લાલ.
તન્માત્રાથી આગળ તત્વમા રે,
અહંકૃતિ અવ્યાકૃત અભિમાન હો લાલ,   તારક૦   ૭
ત્રિપુટી તૃષ્ણા ગ્રથી તોડજે રે,
રસાસ્વાદ થકી ન વિરામ હો લાલ
હું તું તે નહિ ત્યાં રસમાં ભળી રે
પોતે પૂર્ણ છે આત્મા રામ હો લાલ.       તારક૦   ૮

---

## તદાકાર વૃત્તિ સુંદરી.

( ગરબી—પ્રગટયા શ્રી કૃષ્ણ મન ભાવતા રે લોલ—એ રાગ. )

૩

વૃત્તિ વિચિત્ર શાણી સુંદરિ રે લોલ
સર્વે થઇને એક તાર જો.          વૃત્તિ૦   ૧
ગાજો અનુપમ ગીતડા રે લોલ,
આનંદ થાય અપાર જો          વૃત્તિ૦   ૨
શૃંગાર સોળ સજી સામટા રે લોલ,
નાકે વેસર મોતી સાર જો.          વૃત્તિ૦   ૩

અંગે આભૂષણુ શોભતાં રે લોલ,
ઝાંઝરનો ઝમકાર જો. વૃત્તિ૦ ૪
પ્રેમ તણી પલવટ વાળજો રે લોલ.
શ્રદ્ધા તિલક ધરી ભાલજો. વૃત્તિ૦ ૫
વેણી ગુંથીને મહાવાક્યથી રે લોલ.
જોતા અદ્વૈત મોહ થાય જો. વૃત્તિ૦ ૬
શાસ્ત્ર ગુરૂ વાક્ય તણી એકતા રે લોલ.
અનુભવ નેત્રની માંલ જો. વૃત્તિ૦ ૭
શાંતિ સ્વેદ પ્રસ્વેદ લાવજો રે લોલ
સૌમ્યતાનો મૌકતીક હાર જો. વૃત્તિ૦ ૮
હૃદયે ધરીને ગાન તાનમા રે લોલ,
તાળી દેતાં જાય ત્રિવિધ તાપ જો. વૃત્તિ૦ ૯
ધિમી ધિમી ચાલ ફરો ફુદડી રે લોલ
હર્ષ તણી ઉર્મીઓ વિશ્રામ જો. વૃત્તિ૦ ૧૦
રંગમાં ન ભંગ પડે ચેતજો રે લોલ.
ભુલી જજો બીજું તમામ જો વૃત્તિ૦ ૧૧
સર્વે મળીને લક્ષ્ય એકમા રે લોલ.
સંપી ચાલો તો બહુ સારજો. વૃત્તિ૦ ૧૨
આસપાસ દૃષ્ટિ ન રાખીએ રે લોલ,
ભૂલી પોતા તણો પ્યાર જો. વૃત્તિ૦ ૧૩
અમૂલ્ય અવસર વિસારજો રે લોલ.
નહીં તો ઇપ્સિત ફળ જાય જો. વૃત્તિ૦ ૧૩

પગમાં કઇ ચિર આડું આવતા રે લોલ
ફાટે તુટે ન દરકાર જો, વૃત્તિ૦ ૧૫
કંચુકી કસ તો તૂટી જશે રે લોલ,
શંકા સંદેહ એમ થાય જો. વૃત્તિ૦ ૧૬
તોપણ તે ન ગણકારશો રે લોલ,
થાજો તલ્લીન તત્કાળ જો વૃત્તિ૦ ૧૭
સર્વે સૈયર એક અંગ છી'રે લોલ,
નથી જરાએ જુદાઇ જો વૃત્તિ૦ ૧૮
એમ ધારીને સદા સંગમાં રે લોલ
લેજો આનંદ રંગ અંગજો વૃત્તિ૦ ૧૯
એવી રીતે નિત્ય આદરો રે લોલ
પાડો ન કદીએ વિરોધ જો વૃત્તિ૦ ૨૦
સ્નેહ તણી ગાઠ પ્રભુ પ્રેમમા રે લોલ,
વાળી ને વૃત્તિ નિરોધ જો વૃત્તિ૦ ૨૧
સુખ તે સરવથી અધિક છે રે લોલ,
શાંતિ સુખદ શરચ્ચંદ્ર જો વૃત્તિ૦ ૨૨
લાજે જેના તે મંદ હાસ્યથી રે લોલ
એવા પ્રિતમ કૃષ્ણ ચંદ્ર જો. વૃત્તિ૦ ૨૩
યોગ રૂપ આપની પ્રસન્નતા રે લોલ,
સત્ ચિદ આનંદ રૂપ જો વૃત્તિ૦ ૨૪
એકમા અનેક નેથી ઉદ્ભવે રે લોલ
હરિ ને શંકર છે સ્વરૂપ જો, વૃત્તિ૦ ૨૪

# પ્રકૃતિ કાર્ય.

( ગરબી—આવોની નંદજીના લાલ રમવા આવોની રે—એ રાગ )

(૪)

પ્રેમ ધરે છે શે [illegible] પ્યાર પ્રકૃતિ પ્રેમ ધરે છે,
કૈવલ્ય કરવા કૃતાર્થ — પ્રકૃતિ० ૧
પ્રેમ ધરે છે ને પ્રીત ચહે છે,
વિરહ તણો તન તાપ સહે છે
અલ્પ પદ ભાર વહે છે પ્રકૃતિ० ૨

ઇંદ્રીય દ્વારથી જગત જુએ છે,
પ્રતિબિંબ પાડી ચરીત્ર તો સુણે છે,
અંતે થઇ તી [illegible] છે પ્રકૃતિ० ૩
નાચે નચાવે છે બહુ બહુ રંગે
વિકૃતિ વિધ વિધ પરિણામી સંગે
જાગે ઉંડો ધા જે અંગે પ્રકૃતિ० ૪
શૈશવમાં શિશુ રૂપ ધરે છે
તરુણ થઇને તારુણ્ય ચહે છે,
વૃદ્ધ થઇને દહે છે પ્રકૃતિ० ૫
વિવેકીની સાથે વાતો કરે છે,
ચંચળતાએ પોતાની કહે છે,
મનહર મૂર્તિ ધરે છે પ્રકૃતિ० ૬
અવર પ્રમાદીને ઉન્મત્ત રાખે,

અંતર એનું અધિક બાળી નાખે,
તોયે નહિ સ્વાદ ચાખે. પ્રકૃતિ૦ ૭

પોતે સ્વરૂપે છે શાશ્વત્ રૂપે
પુરૂષ ને પ્રકૃતિ સાથે ન છુપે,
દૃષ્ટિ બહિર પોતા રૂપે પ્રકૃતિ૦ ૭

તત્ન મથન કરી દહી જો વલોવે,
માખણ નિશ્ચય થાય એ જોવે,
તાવે અમૃત રસ હોવે. પ્રકૃતિ૦ ૮

હરિ ને તમારૂ હરિ તે પ્રકાશો
શંકર શાંતિ પુનમ અજવાસો
જેથી ન દર્શ અમાસો. પ્રકૃતિ૦ ૯

---

## માયા નટી.

### ( સોરઠ. )

(૫)

હજુએ તુ ને કમલનયની તલસાવે, કેમ કરી પરમ પદ પાવેરે હજુએ૦
રાગ નહી વૈરાગ પરે તો, આનંદ ફેર કયમ આવે રે. હજુએ૦
દોષ દૃષ્ટિ કરી તુચ્છ ગણીને, ફંદ સબી તુટ જાવે રે હજુએ૦
મેળવ યત્ન કરી અનુભવને સદ્‌ગુરૂ સમજ બતાવે રે હજુએ૦
પ્રકૃતિ યોગ થશે પરિણામી, આખર અનહદ ગાવે રે હજુએ૦

# વિકટ વાટ.

## ( સિંહાનો કનરા. )

(૬)

અરે વિશ્વ શુ સ્વાર્થ સાટે તણાએ,
સહુ કોઇ આ પાર તે પાર જાએ.
પરતુ દીસે ના મુખે તેજી કાઇ,
રમે બાજી સર્વે થતી હાર ભાઇ.—અરે૦ ૧

અહીંથી તહીં આખડે સુખ સાટે,
મળે નહીં તે તો પડે દુખ વાટે,
નિરાશી થતા તે પછી વાત કેવી,
ખરે સ્વપ્ન સસારમા વાત એવી—અરે૦ ૨

અરેરે હરે ! રે સુખી શુ દુખી શુ,
ગણુતાં ભણુતાં ન આરા ન વારા;
ન સારા નઠારા મનોધર્મવાળા,
જતા દીન ચાલી કર્યો સર્વ ચાળા—અરે૦ ૩

હરિ હે હરિ તે રૂડી દેહ આલી,
કર્યું નાહીં કાઇ શુ આયુષ્ય ચાલી,
અરે દેહ જેવુ રૂડુ રત્ન તે તો,
ભલા પંક માંહે ગયું પેશી તે વો—અરે૦ ૪

ચડી રાખ તેથી થશે ખાખ નિશ્ચે.
ભલ્યા ના પ્રભુ મે અરેરે અરે રે,

કૃતિ ના કીધી શુભ પ્રીતેથી એકે,
નિતીથી ન ચાલ્યો ધરી નીમ ટેકે.—અરે૦ ૫
દીધી એક કોડી પ્રભુને ન લેખે,
અરે કાળ આવ્યો હવે શુ વિવેકે,
વળે શુ વિવેકે હવે શુ વિચાર,
જઇ લે તપાસી ન સંસાર સાર—અરે૦ ૬
ન સંસાર સાર પરંતુ અસાર,
વિચારી થવુ શ્રીપતિ શર્ણ યાર,
અહંકાર મૂકી ભલા એક કારે,
કરે વાત કાંઇ નહી ડંમ ડોળે —અરે૦ ૭
રમાનો પતિ તો રહે રાજી તેથી,
થશે મુકિત નિશ્ચે મહા લાભ જેથી,
હરિ શંકરે આઠ પ્હોરે રડી જો,
ભજાગે પ્રભુ જંત છોડી બુઠ્ઠા છે તો —અરે૦ ૮

---

## શરણાગતનો આર્તસ્વર.

(લલિત,)

(૭)

દિન દયાળ હે ભક્ત વત્સલ, અનવન લહા લે પંચ વિપળ,
ઉર વિષે હરિ પ્રેરણા કરો, મનુજ પ્રાણીના પાપ તો હરો. ૧
અખિલ વિશ્વમાં વ્યાપિને રહ્યા, ગુણ બધા ગણી જાય ના કહ્યા;
મુખ સહસ્ત્રથી શેષ શુ ભણે ચતુર મુખથી બ્રહ્મ શુ ભણે ૨

૫૧૧૬



સ્તવન શારદા તે કર્યાં કરે, નિગમ નેતી નેતી કહ્યા કરે,
મન અને ગિરા સ્તબ્ધ થૈ રહ્યા, મજ ગરીબ શા આશરા રહ્યા ૩
તદપિ મનડું બાળ આ રહ્યું, નત્ર સમે રહે છે મહા રડ્યુ,
નિકટ હસ્તમા ચદ્ર ચ્હાય છે, ઘડી ઘડી રડી ખીજવાય છે ૪
કર વિષે શશી તોય છે નહી તદપિ વાતા નાતિ દે કરી,
તવ અનાથના નાથ તુ પ્રતિ, કથન જે કરૂ શાતિ તો પતી ૫
મદન બાળીને ભસ્મ તે કર્યો, શિવ ત્રિવેનિ એ નામથી ડર્યો,
સ્મરણુ જે થકી યોગી ને યતિ, હર ઘડી કરે હે પશુપતિ. ૬
અરિ સમર્થ છે શૂરપુરથી, પણુ બચાવ છે તવ પ્રતાપથી,
જગત વાટમાં લૂટતા મતિ, રક્ષ! રક્ષ! હે સાબ ધૂર્જટી ૭
વિષય રેલ તો પૂરમા વહુ ઘસડતી બધુ એ મુ ા દદ,
પવન લાગતો મોહનો ઘણો, સમય છે હવે ડુબવા તણો ૮
નજીક અબ્ધિ આ પાપી ત્યા પડ્યો, કયમ ... તર જાય આથડયો,
ગુરૂ કૃપા મળે, નાવ સત જો, કદી નહી જશે અબ્ધિ અત જો ૯
પણુ પ્રભુજી હુ કામી અધમ, સ્થળ મળે નહી વાટ બધરે,
ત્રિવિધ તાપથી તનડુ તપે, સરવ તે વ્યથા મનને ખપે ૧૦
અજબ ઘાટ આ, તારી છે લીલા, પલક ઘ્હારની છે જુદી ક્રીડા;
યમ લઇ ફરે ચક્ર સાથરે, ત્રાહી ત્રાહી આ વિશ્વનાથ રે ૧૧
ત્રિગુણુ રૂપ આ ખેલ તાહરા, ખલકમા સહુ માની માહરા,
જન જતા ખસી, નાવથી હરી, તવ પ્રભૂ દયા ઉરમા ધરી ૧૨



# પ્રણવ મંત્ર વિચાર.

( આ પ્યારા ચંદ્ર મતુર સુજાણુ—એ રાગ )

(૮)

સ્તવુ છુ આદિ અક્ષર ૐકાર,
વિશ્વ તૈજસ ને પ્રાજ્ઞ અનુસ્યુત ચૈતન્ય બ્રહ્મ વિચાર.—સ્તવું૦
પ્રથમમાં વિશ્વ વિરાટ અકાર,
તૈજસ ને હિરણ્ય ગર્ભ ઉકાર ;
પ્રજ્ઞાનઘન ઇશ્વર પ્રાજ્ઞ મકાર,
અમાત્ર ને તુરીય બ્રહ્મ ઉચાર — સ્તવું૦

ઉકારે અકાર, મકારે ઉકાર, અમાત્રે મકાર, લીન થઉં,
ભય એજ પ્રકાર લીન થઉં,
તુરીયમાં તાર, લાગે પ્યાર, અપરંપાર ધ્યાન ધરૂં,
ધરૂં ધ્યાન, ભૂલુ હું તમામ, પીઉં અમૃત આઠે જામ,
જામ, કામ, નામ, ઠામ એક પરાની પાર— સ્તવુ૦
શુદ્ધ સ્વરૂપ છે નિર્મળ નિષ્કળ, અનહદ હદ વિસ્તાર,
સમજીને મંડુકની ગતિ સાર, લઉં છુ લક્ષમાં,
આત્મ વિચાર, ઉપાધિ તજી થઉં એકતાર,
શુણીને ડીંડીમ વેદ પૂકાર — સ્તવુ૦
ગુરૂએ કૃપા, કૃપાએ ગુરૂ જપુ મહા મંત્ર એ જ દે,
જગાવુ ધૂન આનંદે, ચડે એ રંગ, પડે નહી ભંગ,
ગુરૂ અષ્ટાંગ તં વંદે, તં વંદે સત્ય એક નાથ, વચનમાં મુજ પર,
મૂકે હાથ, હાથ, માથ, સાથ, નાથ, ઝરઝર સ્વર ૐકાર. સ્તવું૦

# વિશ્વનાથ સ્તુતિ.

## (ટિડી).

(૯)

દીનાનાથ એક આશરો તમારો,
દયા લાવી પાર દાસને ઉગારો ,
નથી આવવાનો આપ વિણુ આરો,—    દીનાનાથ૦

ભરેલ છે ભવાબ્ધિ દુ ખ થકીજ ભારે,
વિશ્વનાથ તેમા આપને આધારે,
ઉગરવાની નથા આશ નહિ વિસારો.—    દીનાનાથ૦

મોહ જાળમાથી નાશી કયમ જવાયે,
વિષય વાસનાથી કયમ છુટા થવાયે ,
કઠણુ કામ છે નથીજ છુટકારો —    દીનાનાથ૦

સ્થૂળ દેહ આ ધર્યો છે કુભ કાચો,
સદા કાળ તેને મારશે તમાચો ,
નહીં બચેજ થતાં લક્ષ પણુ પ્રકારો.—    દીનાનાથ૦

એવે સમય શ્રીઉમાપતિ કૃપાળુ,
સાહ્ય થાજે તુ આ દીનને દયાળુ ,
અર્જ એટલી ઉરે ધરી સ્વિકારો.    દીનાનાથ૦



## સાકાર નિરાકાર એ એકજ.

( છે જન પાલક ટાલક દુખનો—એ રાગ )

૧૦

ગિરિજાપતિને નમુ નમુ,
ત્રિપુરારિ સદાશિવ હુ નમુ — ગિરિજાપતિ૦
આદ્ય અનાદ્યન્ત એક છો, છતા એક સ્વરૂપે અનેક છો,
નહી મૂર્તિ ત્રિમૂર્તિ સ્વરૂપ છો, વળી સત્ ચિદ્ આનદ રૂપ છો
છો ચિદ્ રૂપે સાક્ષાત્-તુને હુ નમુ નમુ
મન વાણી થકી તો અગમ્ય છો, શ્રુતિ જ્ઞાન તપો યોગ ગમ્ય છો
વળી સત્ય સગુણ નિર્ગુણ છો, પ્રેરો સન્મતિ હે પ્રભુ
પૂર્ણ છો-છો ૐકારે સાક્ષાત્-તુને હુ નમુ નમુ
સનકાદિક ભક્ત કવીશ કવે
નવ પાર લહે પણ તોય સ્તવે
મમ અલ્પ મતિ શુ તુને વિનવે
કરૂણા કર સાથ્ય યા દેવ હરે !
છો આપ પિતુ માતા ભ્રાત, તુને હુ નમુ નમુ,

---

## શિવ સ્તુતિ.

( હિંદી )

૧૧

પ્રેમે પાય લાગુ ગૌરીપતિ આજે
જટા જૂટમહી ગગ શુ વિરાજે

ચંદ્ર શેખરા યોગીંદ્ર યોગ રૂપ
ભોળાનાથ એક શાંત છો સ્વરૂપ, ૧
અખિલ વ્યાપી રહ્યા શ્રી પ્રભૂ સ્વયંભૂ
ત્રિગુણ રૂપ થકી માંહ દ્વૈત દેખું.
સહજ ઇચ્છતામાં ભિન્ન ભિન્ન રૂપ,
ભોળાનાથ એક શાંત છો સ્વરૂપ. ૨
ૐકારેશ્વરા સર્વજ્ઞ ભાવગમ્ય,
સકલસાર નિરાધાર રસરમ્ય,
હરિશંકરે અભેદને અનુપ.
ભોળાનાથ એક શાંત છો સ્વરૂપ ૩

---

## શંકર સ્તવન.

### (સિંહાનો કનરો.)

૧૨

જટા ગંગ ધારી નમું કર જોડી,
નમું કર જોડી, નમું કર જોડી૦
અંગે ભસ્મ ધારી યોગીન્દ્ર કહાવો,
શંભુ ધૂર્જટી હો હૃદયમાં રહોરી.—નમું૦
ગલે રૂદ્રમાળા, ચરિત્ર વિચિત્ર,
અગમ્ય અપાર, ગતિ ધન્ય તોરી —નમું૦
સુર વંદ્યપાદ, ત્રિલોકૈક નાથ,
મહેશ્વર આપ સુણો સ્તુતિ મોરી.—નમું૦

અનાથ તણા નાથ, પતિ હે પાર્વતીના,
કરો સુખશાંતિ દીસે એ ધરોરી—નમુ૦
શશાંક શેખરે રહો રતિ ક્ષણે ક્ષણ,
હરી ને હર એક શંકર થૈ રહોરી—નમુ૦

---

## મમ હૃદયમાં શંકર સ્મરણ.

(વસંતતિલકા).

૧૩

રે રે હવે દુખદ જ્વાળ શમીજ જાઓ,
આ દેહની સહુ વ્યથા નજરે ન થાઓ,
કાં કે ઉભો સ્તુતિ કરૂ શીરને નમાવી,
શ્રી શંકરં મમ હ્રદિ સતત સ્મરામિ ૧

જો જો ત્રિલોચન વિકલ્પ બધા રડાવે,
તે ભસ્મ ખાખ કરીને શરિરે ચડાવે,
શ્રી શંકર મમ હ્રદિ સતતં સ્મરામિ. ૨

બાળ્યો વળી મદનને ત્રિપુરારિ તેણે,
તે વારનુ નયન રકત હજુ દીસે છે,
જેથી ચહી શરણુને શિરસા નમામી,
શ્રી શંકરં મમ હ્રદિ સતત સ્મરામિ ૩

અર્ધાંગ વામ ઉમીયાજી રહ્યા વિરાજે,
તોયે યતીન્દ્ર ગુરૂના ગુરૂ શ્રેષ્ટ રાજે;
રાખે ત્રિશૂળધરી નિર્ભય ભક્ત–સ્વામિ,
શ્રી શંકરં મમ હ્રદિ સતતં સ્મરામિ. ૪

જેની કૃપા થકી બધો ભવરોગ જાયે,
પામે પ્રસાદ સત્વએ વળી હર્ષ વ્યાપે
આખી જરી હૃદયમાં શુભ આશ ફાગી,
શ્રી શંકરં મમ હ્રદિ સતતં સ્મરામિ ૪
કૈલાસવાસિ ત્રિગુણુ મૂર્તિ મહેશ દેવા,
જેનો પ્રભાવ અતિશ ભવ્ય અનંત એવા,
તે ચંદ્રચૂડ વૃષભવાહન કયાંથી ભાગી ?
શ્રી શંકરં મમ હ્રદિ સતતં સ્મરામિ ૫
રક્ષા સદૈવ હરનાથ પિનાક પાણી,
ને શૈલજા શરણુ છું જગદંબ જાણી,
હેતે હરી ચરણ શંકર માર્ગ ગામી
શ્રી શંકરં મમ હ્રદિ સતતં સ્મરામિ ૬

---

## ઉમાપતિ સ્તવન.

### (વસંતતિલકા).

૧૮

આ જન્મ ને વિષયની અતિશે દવતી,
આ જન્મની સહુ મઝા પૂર્ણમાં વહતી,
આયુષ્ય આ ક્ષણિક વા પ્રતિતિ ન આવે,
તે માટ શ્રી હર ઉમા ભજુ એક ભાવે ૧
કાન્તા અને કનક ત્યાં દુઃખ સર્વ દેખું,
નાના સુરમ્ય સુખ ભોગ અને ઉવેખું,

ક્રોધ કરે વિષમ વેગ ત્રિદોષ આવે,  
તે માટ શ્રી હરઉમા ભજુ એક ભાવે ૨

આ સ્વાદ ભર રગ તણો ગનને રમાડે  
તૃષ્ણા થયા પણ પછી ગમળે ભમાવે,  
એવી અરિ નિપજતી મતિ મૃત્યુ પાવે,  
તે માટે શ્રી હઉમા ભજુ એક ભાવે ૩

પ્રેમિકની પ્રિય કથા સુણી સ્નેહ વૃત્તિ,  
અરકાંનથી ગમતિ જાન રસે પ્રવૃત્તિ,  
ભ્રાંતિ ઘણી વિરહની વિરહે સમાવે,  
તે માટ શ્રી હરઉમા ભજુ એક ભાવે ૪

શંકા અને ભય જગહા, લગીર ન શાંતિ,  
એ રામ રગ ચમકે ઉપજે છ ભ્રાંતિ,  
સંકલ્પણા શરમ વા સુખ આ છુપાવે,  
તે મટ શ્રી હર ઉમા ભજુ એક ભાવે ૫

વેદાન ન્યાય મત સાંખ્ય અને મિમાંસા,  
જાને ભલે ધુમવતા તદપિ પિપાસા  
લાગે ઘણી, વિણ કૃપા નહીં ભક્તિ ભાવે,  
તે માટ શ્રી હરઉમા ભજુ એક ભાવે ૬

એ સ્વાર્થ છે અજબ શી વિષયોની ગ્રથી,  
ક્યાંથી તુટે શ્રમ વિના પગુ સાધનોથી,  
અગી વીરાગી તુ પ્રપચી બહુ પઢાવે,  
તે માટ શ્રી હરઉમા ભજુ એક ભાવે. ૭

પંડિત તે પણ ભણી પૂરમા તણાયે,
પોતે બહુ મમતી તે અભીમાની થાયે,
શ્રી માટ સેવન કરે રૂચતુ બતાવે,
તે માટ હરઉમા ભજુ એક ભાવે ૮

---

## શિષ્યની પ્રાથમાવસ્થા.
### ( સોરઠની ઠુમરી ).

૧૫

સદ્ગુરૂ સ્હાયે શિશુ પગ ધરતુ
ધરણી પર ડગ ભરતુ—સદ્ગુરૂ૦
ઉત્સુક ઉત્સકે જવા
મદ ગતિ મનહરતુ—સદ્ગુરૂ૦
રૂમઝુમ થ થ કારા
થૈ થૈ કરી ઠીક ઠરતુ—સદ્ગુરૂ૦
હરિણ સરોખડુ એ
ઘડી ઘડીમા ચમકતુ—સદ્ગુરૂ૦
કાડીલુ ને હસેતુ તે લાડે
શ્રી ગુરૂ પાસે હસતુ—સદ્ગુરૂ૦
અમી નીધી આપ કીર્ણું કટાક્ષે
રસમય રે રગ રમતુ—સદ્ગુરૂ૦



## કૃપાળુ ગુરૂ સન્મુખ.

(ધનાશ્રી)

૧૬

છોને આ દીલ ધવાય, સમીપ જાતા છોને આ દીલ ધવાય,
એમ ઉઠે બેસે જાય પડી વળી, તોયે શિશુ હરખાય    સમીપ૦
દીર્ઘ સમય સાધક મન બાળક ઠમ ઠમકાવે પાય    સમીપ૦
કૃતિ સામુ તે કેમ જોશે પિતાજી લપટાશે ઉર માય.    સમીપ૦
નિર્મળ સ્મિત પ્રક્ષાલન નહિ તો વિષયની ધૂળ ભરાય    સમીપ૦
સ્નેહે વળી સ્મરણીય સ્થિતિ જોતા, નયનોત્સુક શુ ધરાય    સમીપ૦
કિલકિલકારી ક્યારે આ સંભળાવે, એવી શી આતુરતાય    સમીપ૦
સજળ નયન ભર આકૃતિ હૃદયે શેશાન શુ વિસરાય    સમીપ૦
આપ કૃતિમા આપ મોહી રહ્યા છે ગિવ વિરચી જગમાય    સમીપ૦
એ રસ ઇશ્વર એજ હરિહર વૈજનાથ વિલક્ષણતાય    સમીપ૦

---

## અંતિમ લક્ષ.

(ગઝલ કવ્વાલી)

૧૭

જતા પરલોક પણ વ્હાલા, શ્રવણ કઇ શબ્દ સાભળજે,
વિચરતા હોઇશી વાટે, ચિતારો કઇક ચિતરજે    ૧
ગુરૂ ભક્તિ સ્મૃતિ માહી અરે મૂર્તિ તરી વળજે
અને આ ચિતડુ પણ તુ ફરી ફરી એજ ચિતવજે    ૨
અરે મન બુદ્ધિ છો પ્યારા અનલ હક યાદ તો કરશો,
હૃદય ઉંડુ જજે પેશી, સહુ રસભેર ઓગળશો    ૩

વદે મુખ નામ એ જીવ્હા જપતા તુ ન વિરમજે.
સમયની કંઇક સાર્થકતા અરે તું લક્ષમા લેજે ૪
ફુટે ચક્ષુ શ્રવણ ચાલે, શરિરે વૃદ્ધના મ્હાલે,
ખુમારી એ મહી આનંદ છે, કદી દેહ પણ ચાલે. ૫
ચરણ રજ ચુબતા જાજે, અરે દિલ એજ વિસરજે
ફના છે જાન જો જાયે, ભલે કદી પ્રાણ પરહરજે ૬

---

## શિશુનુ ગુરૂ પ્રતિ લાડ.

(ભેરવ)

૧૮

ના, ના એમ હુ તો વળી નહી ચાલુ
શિશુ માન ધરે પગ નહી માડુ ના,ના૦
અહીં કંદક કાદવમા પડીયા
સ્થિર કયા થકી પાય રહ્યાં લથડયા ના,ના૦
દારો આગળીયે પણ ના ફાવે,
ઉડી ધૂળ નયન નહિ જોવાયે. ના,ના૦
ઝીણી રજકણ વા થકી બહુ વાગે.
વળી તાપ તરસ ભૂખ તો લાગે. ના,ના૦
નહી ગાડી પરે પણ હુ બેસુ
મન કોડીલુ એકલુ ના ગમતુ ના,ના૦
રહે બીક ભર્યું રખે કોઇ અડે,
પિતુ પાસ હસે વળી લાડ કરે. ના,ના૦
"ભલે ત્યારે" અધર સ્મિત માંહી કહ્યુ.
ઉત્સાહ ધર્યું શિશુ હર્ષ ભર્યું ના,ના૦

# પરમાત્મા પ્રત્યે વૃત્તિ વિરહ.

## (ગરબી)

૧૯

બુદ્ધિ બળ સ્વતંત્રતા, થૈ ઘેલીરે,
ત્યાં વૃષ્ટી ચોગરદમ, રહી થૈ હેલીરે
વિરહ વ્યથા પીડે ઘણી, થૈ ઘેલી રે,
કંઇ જાય પ્રીતમની પાસ, રહી થૈ હેલીરે
ચમક ચમક ચમકાવતી, થૈ ઘેલીરે,
કંઇ ધસ મસી ધમ ધમ ચાલ રહી, થૈ હેલી રે
ચમકતી દામિની ચોદીશે, થૈ ઘેલીરે,
ત્યાં જોતી ચાલે વાટ રહી થૈ હેલીરે
અનાથ અબળા એકલી, થૈ ઘેલીરે,
જાણી સતાયેલ ચોર, રહી થૈ હેલીરે
તન્માત્રા ઈંદ્રીય દેખીને, થૈ ઘેલીરે,
અહંકારે બુદ્ધિ ગ્રસેલ, રહી થૈ હેલીરે
વિકળ બહુ રમણી બની, થૈ ઘેલીરે,
રહી હાફતી કંપતી કાય, રહી થૈ હેલીરે
દયાળુ શ્રી ગુરૂ દેવતા, થૈ ઘેલીરે,
તેણે સાહ્ય કરી તે વાર મટી ગઇ હેલીરે
અચરત પણ ગુરૂને થયું, થૈ ઘેલીરે,
શો કરે છે શત્રુ પ્રહાર, અજબ આ હેલીરે
યોગ બળે કરી મુક્ત, ત્યાં થૈ ઘેલીરે,
નવ પ્રતિતી તોય જરાય, અજબ આ હેલીરે

ફાકે ત્રાસ હજુ છુટે, થૈ ઘેલીરે,
કંપે ને થર થર થાય, અજબ આ હેલીરે
અતિ કષ્ટે રસ્તો કાપીયો, થૈ ઘેલીરે,
અનુભવ અનહદ ને અપાર, અજબ આ હેલીરે
સમીપ જાતા સાંભર્યું, થૈ ઘેલીરે,
સુખ ભોગવીયા ગતકાળ, હશે શું હેલીરે.
પુર ઘણું સરીતા તણું, થૈ ઘેલીરે,
રમે પ્રીતમ સામે પાર, હશે શું હેલીરે
દેખી પડી સરીતા મહી થૈ ઘેલીરે,
કંઈ જાય તણાતી તોય, પ્રિયા અલબેલીરે
નયન પ્રીતમની પાસ છે—થૈ ઘેલીરે,
આવી કાંઠે ઉર આનંદ, પ્રિયા અલબેલીરે
પણ ત્યાં તો ગુંચી ગઈ, થૈ ઘેલીરે,
નવ ત્યાંથી જરા ખસાય પ્રિયા અલબેલીરે.
વિરહ નડ્યો ત્યાં ચોગણો, થૈ ઘેલીરે
રખે જાય જરૂર કઈ પ્રાણ, પ્રિયા અલબેલીરે
અહી દેખવું ને બળી દાઝવું થૈ ઘેલીરે,
શંકાની પગમાં શૂળ, પ્રિયા અલબેલીરે
આતે શળ કેવી હશે, થૈ ઘેલીરે,
આ કોમળ છે મુજ પાય, પ્રિયા અલબેલીરે.
રૂદન કરે છે રસિકડી, થૈ ઘેલીરે,
કંઈ દયા ણુ જો દેઈ થાય, પ્રભુ અલબેલીરે.

કોઇ પ્રકારે યુક્તિથી, કે ઘેલીર,
પોહોચાડે પ્રીતમ પાસ, કહે અલબેલીરે
અબળા દુઃખ દીલમાં ધરે, થૈ ઘેલીરે,
સ્નેહી વિણુ કોને દાઝ, કહે અલબેલીરે
બિચારી બાળા શું કરે—થૈ ઘેલીરે,
વસે હૃદય કઇ મહારાજ, કહે અલબેલીરે.

---

## તારી નજર ક્યાં છે?

(દૃષ્ટિ નાખી જીવ જંત તું કેણુ સમીપ તારી—એ રાગ)

૨૦

સૌદર્યના નિહાળનાર તારી નજર ક્યાં છે?
તારી નજર ક્યાં છે બોલ તારી નજર ક્યાં છે?
પ્રીત ધરી પ્રેમ કરી વાતનો વિચાર કરી
આપુર કુટાઇ મરી હાય દુઃખમાંહે—હો સૌદર્યના૦
પગ પગ વિરહે, મદન કરી નહે છાનો જે તન તાપ,
ક્ષણુ ક્ષણુ ઝખન, વિષધર ડખન, ઇપ્સિત આપો આપ
વિવેકના વિચારનાર હૃદય પૂર્ણ ક્યાં છે? હો સૌદર્યના૦

---

## ખરો પ્રેમ.

(ગીરધારી ગયો પ્યારો રે, હું બણી ગભરાઇ રે—એ રાગ)

૨૧

હો હૃદય કેરી ભૂમિકામાં અશ્રુપૂર્ણતા ખરી
અશ્રુપૂર્ણતા ખરી હો, અશ્રુપૂર્ણતા ખરી—હો હૃદય૦

નયા બિંદુ ખ્યારું પ્યરૂ, અહિને કંઈક ન્યરૂ ન્યારૂ.
ઉલટ સુલટ દેખનામા, દિલડું જાય છે દ્રવી
દિલડું જાય જે દ્રવી ત્યા અશ્રુપૂર્ણતા ખરી-હો હૃદય૦
શુદ્ધ ક્રિયા, બુદ્ધ ક્રિયા, કેવુ હૃદય તોરે ત્રિયા
અધિક પ્રેમ ઐકયતામા અશ્રુપૂર્ણતા ખરી -હો હૃદય૦

## અલ્પજ્ઞાન અતિ હાણુ.

(આઇ હુ માલનીઆ બીકાનેરસે —એ રાગ)

૨૨

અલ્પ જ્ઞાન ઉપજ્યુ તો અનર્થ છે,
હો સમજ કાઇ—અલ્પ જ્ઞાન૦
ગામતુ જરી ન જાણે, વિપરીત દેખે
ગરૂર ગાઠનુ ય, પણ ગુમાવે ગર્થ છે, હો સમજ કાઇ૦
માદર્યલીલા, રસિક કળ કયાથી
શિખવ્યુ પઢે પોપટ પ ઠ વ્યર્થ છે, હો સમજ કાઇ૦
આપ મતિથી યોગ્ય સત્ય ન માને
દુનય હાનિ થતાય ન સરે અર્થ છે, હો સમજ કાઇ૦

## અધિકાર.

(ગરબી).

૨૩

શાસ્ત્ર ને શસ્ત્રનો સગ, નિર્ભય તેથી વીચરીએ.
પણ અધિકાર વિનાય, પાર ન કમ ઉતરીએ

ક્રમ થકી ઉપર તો જવાય, જો સ્થિરતા થકી ઠરીએ
નહી તો થવાયે હો ભ્રષ્ટ, દેખી ભયાનક ડરીએ
અવલ મન વિણુ આધાર, અધવચ જઇને શુ કરીએ
હારે ખાવા ગોથા થવુ શુ ગમાર, પાધરે પથ ન પડીએ!
તેથી કરીને મહારાજ સદ્ગુરૂ સાચવજો
સ્થાપિ યોગ્ય લહે અધિકાર વૃત્તિ દાખવજો.
ધીમે ધીમે દઇ ઉપદેશ પણ તો રાખવજો
હો આ ભવસાગર અત નહી
હો અત નહી ને આધાર નહી
છો સમય એકજ આ અમને સાચવજો
કરી કૃતાર્થ પ્રેમ પવિત્ર સગતિ શિખવજો.
ઉરમા ઉપજે સશય પલ પલ, ચપલશુ મન ચળી જાય
નિર્ણય કરવા મતિ નથ એવી, તીક્ષણ જે કળી જાય
તેથી કરીને મહારાજ૦

તન મનથી ધન તાનાવેલી, કટાક્ષ કાતાનાય
મોહ મહા મત્સર પડી પકે, કટકમા કયમ થાય
કયમ થાએ કહી પણ તોય મુક્ત થવા બહુ મથીએ
પણ અધિકાર વિનાગ, પાર ન કેમે ઉતરીએ
સાધન સપત્તિ માડ સુધારો
ઝટકો, ભટકો ને સટકો વિચારો
અટકો ન અમને વધારો- વિનતી લક્ષમા લીજે
પાત્ર નહી પવિત્રતા તોય કઇ કરી
એ તો ગણુાન નિજ બાળ જો

અદ્‌ભુત શક્તિ થકીરે ઉગા જેત
આપ હૃદયમાં રહીને પધારી
સુંદર ગુણુ મતિ થાયે અમારી
સાથે સદા ભક્તિ પ્યારી—નિર્ભય તેથી વિચરીએ
પણ આધિકાર વિનાય પાર ન કેમે ઉતરીએ
શાસ્ત્ર ને શસ્ત્રના સગ નિર્ભય તેથી વિચરીએ

---

## બ્રહ્મનિષ્ઠ ગુરુ દુર્લભ.

### ( સોરઠ ).

૨૪

એવા ગુરૂ દુર્લભ દર્શન આપે
શ્રોત્રિયને બ્રહ્મનિષ્ટ—એવા ગુરૂ૦
શિષ્ય તણા સતાપ હરે કોઇ
વિરલા એ તો દેવ ઇષ્ટ—એવા ગુરૂ૦
ઉઘડે અતર્ચક્ષુ નમનથી
પ્રાપ્ત આપે અભિષ્ટ—એવા ગુરૂ૦
કૃપા કટાક્ષ એક અમૃત ગેબુ
સફળ કરે ઉપદિષ્ટ—એવા ગુરૂ૦

---

## ષટ્ સપત્તિ.

( બિગરી કૌન સુધારે નાથ બીન —એ રાગ )

૨૫

મુક્ત થવા ઇચ્છે તો કોમળ દિલડુ માખણુ જેવુ રે
કર્મ તણો ક્ષય કરવા નિશ્ચે દાન અભય તો દેવુ રે

એથી સત્વર પણ સાધકને સાત્વિક થઇને રહેવુ રે
કઠણુ વચન કદીએ નહી કાને, મંદ મતિ ના કહેવુ રે
કાળ તણી બલીહારી તેથી, શરીરનુ દુ ખ સ્હેવુ રે
તો પણ ઇર્ષા કપટ તજીને દયા ધરમમા રહેવુ રે
હળી મળીને એક થઇને પરસ્પરે દિલ પ્રીતી રે
મદદ કરીને, દુ ખ હરીને, ગુણીયલ શુ ગુણ ગીતી રે
એક કુટુંબી એમ જગતમા, નિર્ભય થઇ વિચરવુ રે
કરવુ, કરવુ અન્ય જનોને, શિક્ષણમા આચરવુ રે
સ્વદેશ હિત સાચવવુ એથી, ઉન્નતિ યત્ને રહેવુ રે
સમય તણી સાર્થકતા એમજ રાખી લક્ષણુ લેવુ રે

---

## શ્રી પરમ પ્રભુ સ્મરણ.

( ગરબી-ઝીણા ઝરમર વરસે મેહ —એ રાગ ).

૨૬

એ દિલમા ધરીએ એક, એ દિલમા ધરીએ ,
હોજી પરમ આનંદઘન એક, એ દિલમા ધરીએ
દિલમા ધરીએ, ભજીએ, સજીએ, દૈવી સદા શણુગાર રે
મન, કર્મ, વચને ગ્રહિયે સદાચર્ણ
સુખમા તો વમીયે—હોજી પરમઆનંદઘન એક—એ દિલમાં•
સહસ્ત્ર મુખ ને સહસ્ત્ર પાદ, શીશ સહસ્ત્ર દ્વી ભુજ રે
અગમ નિગમ સચરાચર પોતે, નિર્ગુણુ શાશ્વત રૂપ
સ્થિર જઇ ત્યા ઠરીએ—હોજી પરમ૦
કામ ક્રોધ અરૂ લોભ મહા મદ મત્સર મોહકરૂપ રે

પ્રગટ કરી જગ આપ નિભાવત. બસી ગજાવત ભૂપ
નરહરિ એ નમીએ—હોજી પરમ આનંદ૦
નટવર નાગર સાગર શ્રી હરી, એ પ્રભુ પૂરણ કામ રે
રસિક રૂપાળો, છબીલો છોગાળો, મદન મોહન ઘન શ્યામ
વ્યાપક શું વદીએ ?—હોજી પરમ આનંદ૦
શિવ દુર્ગા બ્રહ્મા ઇંદ્ર વરૂણ જગ અગ્નિ પવન જડરૂપ રે
ચૈતન્યઘન પશુ પક્ષી મનુષ્યે ભાસત જે કોઇરૂપ
અમૃત સિંચન એ—હોજી પરમ૦

---

## જગદંબા સ્તુતિ.

### (વસંતતિલકા).

૨૭

દેવી સ્મરૂં ભગવતિ તુળજા ભવાનિ,
હે અંબ માત કરૂણા કર દાસ જાણી,
તું તેજ કાન્તિ અતિ રૂદ્ર રૂપે જણાણી,
રક્ષો સદૈવ અમને તુળજા ભવાનિ ૧

તું તો સરસ્વતિ સદા વિમળા વિશેષે,
આધાર લક્ષ્મી ધન લક્ષ્મી ગૃહે ગૃહે છે,
ગૌરી શિવા સકળ ધાત્રી અપાર માની,
રક્ષો સદૈવ અમને તુળજા ભવાનિ ૨

દુર્ગા, ઉમા, મહિષમર્દિની ભવ્ય તેજે,
નિભાવ તું જગતને ધરી દિવ્ય રૂપે,
સ્નેહે વળી શિશુ તણી સ્તુતિ ઉર આણી,
રક્ષો સદૈવ અમને તુળજા ભવાનિ ૩

## આત્મ ચંદ્રોદય અભિલાષ.

( સારંગ-કુંવરને હિંડોળે ઝુલે કૃષ્ણ ગોપાળા- એ રાગ )

૨૮

વિલસ વિલસ મમ આતમ ચદા
આતમ ચદા પ્રગટ સુખ કદા  વિલસ૦
આ ઋતુ ગ્રીષ્મ તૃષા બહુ લાગ
ઝેરી લૂ વરસે ગળુ તો સુકાયે
વા બંધને વળી થાયે બફારો
તે થકી વ્યાકુળ જીવ મુઝાયે  વિલસ૦
અમૃત ઔષધિ સંજીવની તું
આતુર જીવ તલપે શું ઝગી તું?
કિરણ સુધા રતનાકર પીના
કર અથડાવે મથે ત્યાં રગીલુ  વિલસ૦

---

## અનુભવ આચારમાં મુકવાનો બોધ.

( ગરબી. )

૨૯

એક બુદ્ધિ હૃદય બીજાુરે સંયોગે સુખી થઇએરે
જ્ઞાન વૈરાગ્ય વાતુરે વૃથા કહી શું કરીએરે
ભેદ ભાવ અંતરથીરે, ભુલી જઇને રમીએરે
પોતાવત્ સહુ પેખીરે, સદા સમતા ગ્રહીએરે

સર્વરૂપ થતા એગરે, સદા શિવરૂપ રહ્યુરે
પછી કોણુ કહે શુણે રે શાને માટે એમ કહ્યુરે
ક્રિયા વ્યાપાર કલ્પિતરે અકલ્પિત બ્રહ્મ ભજેરે
થાયે પ્રત્યક્ષ એમજરે, ત્રિપુટી ત્યા ભાનતજેરે
તિવ્ર ભાવ સવેગેરે, ગળી જાઇ જ્ઞાન મહીંરે
મુક્તિ શાશ્વત્ નિર્ગુણરે, ઉપાસક થાય અહીરે
માટે સગલ થઇનેરે, ધરીત ક્રમવાર જવુ રે
યમ નિયમ સપજારે, ભજન પ્રભુનુ કરવુ રે
દેવ, પિતૃ, મનુષ્યનુ રે, ચડયુ રૂણ જાય ચડયુ રે
લઇ સસાર ત્યાગીરે, તેને દુખ જાય પડયુ રે
વૃત્તિ સર્વ અનુકુળરે, કરી મારૂ પરહરીએરે
સ્વ વર્ણાશ્રમ ધર્મનરે, અનુસરતા રહીએરે
અધિકાર મળશે સહુરે, એની મેળે જાય મળ્યુ રે
ફળ ઇશ્વર અર્પણરે. કરી તપ યજ્ઞ વિધિરે
દાન ઉપવાસ અર્ચનરે, રીઝે હરી સર્વ નિધિરે
જો પ્રકાશક વિસ્મર્યોરે, હૃદય પરમાત્મ રતિરે
જય શ્રી ભૂતિ ઐશ્વર્યરે, વસે ત્યા સદાય ધૃતિરે
એ અધ્યાત્મ પ્રસાદથીરે, ઊણુ શુ રહ્યુ કહીએરે
યાચુ એહ કૃપા નિધિરે, અનુગ્રહમા રહીએરે.



# કુરૂક્ષેત્રમાં અર્જુન પ્રતિ શ્રી કૃષ્ણે કથેલો કર્તવ્ય બોધ.

(સોરઠ-ઉપકાર ભુલ નર નગણા- એ રાગ)

૩૦

તુરત તુરત તુ બજાવ ફરજ તારી પ્યારા.
આશા નિરાશા નડે એ પ્રસંગે.
ધીરજ ધરીને ચલાવ—ફરજ તારી પ્યારા
દાતા ભગત હરીના શૂરવીર
કરે રણક્ષેત્ર પડાવ—ફરજ તારી૦
અપયશ થાયે સુખદ તેથી મૃત્યુ
ભિતી રહે શુ બગનર? ફરજ તારી૦
આ ભુમી અર્પે યશ પાનમાન
શ્રેય સુમાર્ગ સજનાર—ફરજ તારી૦
અરે હા ન લાજે હજુએ જુએ શુ ?
સ્વદેશાભિમાન લજનાર?—ફરજ તારી૦
હુ અને મારૂ કહ્યુ પરહરવુ
સમજી ન શીરા ઉઠાવ?—ફરજ તારી૦
સ્વાર્પણ ભવ્ય પરાક્રમ તજે
રિપુ દળ મધ્ય હરાવ—ફરજ તારી૦
અણુ અણુ મળતા પરસ્પર ઉપજ્યુ
ભારી બ્રહ્માંડ ભરાવ—ફરજ તારી૦
આપણુ એક સહુ અવિનાશી
રે મુખ તેજ દીપાવ—ફરજ તારી૦

બોધક શિક્ષા ઐક્ય બતાવે
સાહસિ કર તુ બતાવ—ફરજ તારી૦
શાસ્ત્રી પુરાણી સફળ તુ વેદાન્તિ
અમથો ન કર જો ઉઠાવ—ફરજ તારી૦
તન મન ધનથી ઉઠો સહુ કાજ
વિધિ ભાલ રૂડુ છે ઝગાવ-- ફરજ તારી૦
ૐ શાંતિ શાંતિ શાંતિ શુભ ભવતુ

---

## આનંદ ઉદ્‌ગાર પુષ્પમાળા.

### ( વસંતતિલકા ).

૩૧

આજે ચડયુ હૃદય હર્ષ તણા હિંડોળે,
તેને પુન પુનરપિ સ્મૃતિ તે નચાવે
અંતર્ઝરો ઉભરતા પ્રેમ શુ જગાવે,
આરોપશુ અહીંથી આ ઉર માળ આજે ૧
શ્રી સદ્‌ગુરૂ તણી કૃપા થકી સર્વ શાંતિ,
એવી મનોહર અતિ રમણીય કાંતી,
નિહાળશે દૃગ અહો તુજ ભાગ્ય માટે
આરોપશુ અહીંથી આ ઉર માળ આજે ૨
તે કલ્પના ચરણ છંદ રસાળ ગીતો,
છો ધન્ય ધન્ય તમ તો ગુરૂ પાસ પ્હોચો,
આ સ્થૂળ તો સમીપ ક્યાં નહી પુણ્ય કાંકે,
આરોપશુ અહીંથી આ ઉર માળ આજે ૩

શ્રી ઇષ્ટ આજ ઉર માળ સુખે સ્વીકારો,
ને મસ્તકે કર મુકી શિશુને રમાડો,
માગ્યું સુખે સમર સત્વ અખંડ કાજે,
આરોપશું અહીંથી આ ઉર માળ આજે ૪

---

## સાયુજ્ય ભક્તિ.
### ( ધમાલ કાનરો ).

૩૨

હો હૃદય શાને તુ ઉદ્વેગે સતાવે,
ગુરૂદેવ દુર કયા છે તુથી કયાયે,
કેમ આમ હા શકીત થઇ જાયે,
તો તો વિરહ વ્યથા કયમ વર્ણવાયે ૧
જરી જોની કયમ તપે છ ત્રિવિધ તાપે,
ખરૂં પ્રિયતા સ્વરૂપ તારૂ વ્યાપે,
હા એ મત્ય છે સાક્ષાત્ શ્રી ગુરૂજી,
જોએ પામરોને અપતા રહેજી ૨
ઉમર ભાસ્કરે અજ્ઞાની કયમ રહેશુ,
ગુરૂદેવ તણા પાય તો પૂજીશુ,
મઇ અનન્ય ગુણ સર્વને ગ્રહીશુ,
હો હૃદય ખેચી ગુરૂદેવને, રમીશુ ! ૩

શ્રી હરિ ૐ



# પ્રેમ લક્ષણા.

## ( ધમાલ કાનરો )

૩૩

લાગોછો પ્રીતમ પ્રાણથી પ્યારા
પ્રાણથી પ્યારા હો પ્રાણથી પ્યારા
માગુછુ એટલુ થાશો ન ન્યારા—લાગોછો૦
સયોગમા દીન જાય સુખાળા
થાયે વિયોગે વિરહ કેરા જવાળા
માટે ન એવા કરો કઇ ચાળા —લાગોછો૦
આપની સગે અલૌકીક રગે
હુ તો રમુછુ અતિ શુ ઉમગે
પ્રાણપતિ હો મારા હો પ્યારા—લાગોછો૦
કાતિ જોઉ ત્યા કોટી કન્દર્પ લાજે
ભાલ વિશાળ તિલક શુ બિરાજે
નયન વિલાસ તણા ચમકારા—લાગોછો૦
મધુર હસોછો ચતુરશા ચિતારા
પ્રેમિક પૂરા રસિક રૂપાળા
મનહર મુર્તિ છુપાવો ન પ્યારા—લાગોછો૦
હવે ન છોડુ થઇશુ હઠીલા
ગાત્ર તો મારા થયા છેક ઢીલા
આપની આપ નિભાવો છબીલા—લાગોછો૦



## સામીપ્ય.

( પિલુ કાનરો—ઇસ તન ધનકી— એ રાગ. )

૩૪

સનમની દૃષ્ટિ સ્નેહે ભરેલી
સ્નેહે ભરેલી હો પ્રેમે ઠરેલી—સનમની૦
રસમય વાણી નવીન સુધાકર,
કર્ણામૃત પ્રિય કેલી ગમેલી—સનમની૦
ઇન્દુમુખી સ્મિત હાસ્ય કરતી,
ધવલતા કુંદ ધરેલી હરેલી—સનમની૦
સુંદરતામાં એ શોભે સુવર્ણી,
મંદ ગતિ શી રહેલી નમેલી.—સનમની૦
અંતર ઊર્મી ઉછળતી ઉછળતી,
હૈએ ચંચળ દૃગ રેલી ઝરેલી—સનમની૦
શિતળ લાગે અમૃત સિંચન,
નવલ કિશોરી નમેલી ગમેલી—સનમની૦
આનંદ અશ્રુ દૃગે ના સમાયે,
જુક્તી શી દૈવે જડેલી ઘડેલી—સનમની૦
અનુપમ સૌંદર્ય હૃદય વિહારી,
નખશીખ તાલાવેલી તપેલી—સનમની૦
પરમાત્માની પવિત્ર છબીની,
દિવ્ય વિભૂતિ પડેલી ખરેલી—સનમની૦



# આવિચળ સત્ય.

(પિલુ કાનરો—ઇસ તન ધનકી—એ રાગ.)

૩૫

ઓ પ્રભુ આ તો છે તારી નવાઇ
જુક્તી કરી નહી જાળવ્યુ કાંઇ—ઓ પ્રભુ૦

સાધન ઘટીત ન યોગ્ય તે આપ્યુ,
તોયે ચતુર નર જાય ચળાઇ—ઓ પ્રભુ૦

શસ્ત્રનો ઘા તે શિરપર કીધો,
તોયે શૂરા નરની તો સવાઇ—ઓ પ્રભુ૦

જાહેર જગમા જુક્તી ઘણી પણ,
ભાડ તણી તો સદા છે ભવાઇ—ઓ પ્રભુ૦

રસિકને નાખ્યા તે રસના વિરહમા,
તોયે સદા રંગ જાય રેલાઇ—ઓ પ્રભુ૦

નિત્ય પ્રમાદી ત્યા સજ્જન શાણા,
તોયે મૂરખની રહી મૂરખાઇ—ઓ પ્રભુ૦

ઉદ્ધત ક્રોધી ત્યા નવલ કીશોરી,
તોયે કઠોરથી ન એ તો કળાઇ—ઓ પ્રભુ૦

દીપ પ્રદીપ્તની પાસે અંધારૂ,
તોયે અધિક છે બધે સુખદાઇ—ઓ પ્રભુ૦

કોડીલાને પારણુ છે પણ,
પુત્ર તણી તો બીજે છે વધાઇ—ઓ પ્રભુ૦

ભક્તી તો જગતની હાસી ઠરી પણ
ભક્તની તોયે રહી છે ભલાઇ—ઓ પ્રભુ૦

તાવી તપાસી ને ખૂબ ટીપે પણ,
આખર જાત સુવર્ણ જણાઇ—ઓ પ્રભુ૦

# દ્દગ વિલાસ.

(રાધા તેરે અંગમેં ફુલનકી બહાર હૈ).

૩૬

દેખો યે મેરે પ્યારે દગનકા વિલાસ હૈ,
દગનકા વિલાસ હૈ દગનકા વિલાસ હૈ દેખો૦
દેખત દેખત સુઝ ન પરત હૈ,
મદભર મસ્તી—દગનકા.
યેહી મેરે પ્યારે ખલક સબ ખેલે
નયનસે નચાવે—દગનકા વિલાસ હૈ
ઉસ સંગ રંગ જામત હૈ નિશ દીન,
કભી ન બિસરાયે—દગનકા વિલાસ હૈ.
અવર કઇ મુજકુ ગમત નહી દિલમે
ફક્કડ ફિરતા હું—દગનકા વિલાસ હૈ૦
મઝેમેમે રહેના દિલ ન દિલગીરી,
અબતો હૈ ફકીરી—દગનકા વિલાસ હૈ૦
મે તો જાનુ સારી મીલી હૈ બાદશાહી,
અલખસે જો યારી—દગનકા વિલાસ હૈ૦
કીસીકી ન પરવા કરત હૈ દીવાની,
મસ્તાકી યહ ખુમારી—દગનકા વિલાસ હૈ૦
યેહી નુર દેખે કભી ન ગમ હોવે,
ડુબત દરીયાવે—દગનકા વિલાસ હૈ૦
રસમે રસ મિલે સભી હૈ રસરૂપ,
સચિત્ સે વિલસત હૈ—દગનકા વિલાસ હૈ૦
સુરૂબીન ઉસમે કભી ન ગમ પાવે,
અગોચર અનુપમ હૈ—દગનકા વિલાસ હૈ૦

# શ્રી સ્તવન ચંન્દ્રિકા.

## ઇષ્ટ મૂર્તિમાં અનુરાગ.

(સિહાનો કાનડો.)

૧

મૂરતિ શી મનહર દિલ લલચાવે,
દિલ લલચાવે ને ઉર કાંઇ આવે, મૂરતિ૦
વિજયી સઘળે થઇ શુભ કામે,
ભક્તિ રસ ભરપૂર કંઇ ભાવે, મૂરતિ૦
શોભિત આકૃતિ છે તન તેજે,
ભવ્ય વિભૂતિ લલાટ ઝગાવે, મૂરતિ૦
દિવ્ય અનુપમ સુંદર શોભા,
વ્યાપક શાંતિ શી દેહ દીપાવે, મૂરતિ૦
શાશ્વત રૂપ વિલક્ષણ કાંતિ,
શ્રી હરિહર શિવ જ્યોતિ જગાવે, મૂરતિ૦

## ગુરૂ કૃપા યાચન.

(સોરઠ).

૨

ત્રિવિધ તાપે તનડુ તપાયે, શિતળ છાયા તમારી ગુરૂરાજ —ત્રિવિધ૦
શિશુ ગણીને સંભાળો જરૂર કાંઇ, છીએ અનાથ, શિરતાજ ગુરૂરાજ. ત્રિવિધ૦
સદ્ગુણી શીલ સંતોષે વિશુદ્ધ સ્નાન, તેથી કષ્ટ મળ કાઢો ગુરૂરાજ. ત્રિવિધ૦

## આત્મરણાન કષ્ટ

( ભેરવી—તખ્ત મે પુ સમશેર સાથ પ્યારા તનરે )

૩

સખ્ત તાપે શૂન્ય લાગે નાથ મારૂ મન રે, (૩)
ચચળતામા શુ નહિ થાય ભ્રમ,
અહિ ડસે, કોણ ધસે આપ વિણુ રે (૩) સખ્ત૦
પરવશ પ્રીતી જન શુ વિચારે,
શબ્દ, સ્પર્શ, રૂપ, રસ સાથ ગધ રે (૩) સખ્ત૦

---

## અનુગ્રહ મેળવવા ગુરૂ પ્રાર્થના.

( ભેરવી )

૪

ઉર માહે નિત્ય રહો વેજનાથ વાસો,
વૈજનાથ, વેજનાથ, વૈજનાથ, વાસો ઉર૦
પૂરણ બ્રહ્મની જ્ઞાન પસારી,
ન્યૂન શરચ્ચદ્ર પ્રભા એમ અજવાસો (૩) ઉર૦
અધ છીએ ને વળી વચમા શુ અતર,
ગૂઢ સરલ મૌન્ય વાણી આપજો પ્રકાશો (૩) ઉર૦
શ્રી હરી હૃદય કમલ વરા પ્યાગ
દૂર રહ્યા તોય દિશા દિન રાત ભાસો (૩) ઉર૦



# શિવ સ્તુતિ.

## ( ગઝલ )

૫

શ્રી હરિ ૐકાર શિરનામી, અખિલ આધાર હે સ્વામિ,
ત્રિગુણ શક્તિ ઉમા પ્યારી, કળા તારી ગતિ ન્યારી
પ્રકાશક બુદ્ધિના દાતા, સદા સર્વજ્ઞ છો જ્ઞાતા,
અકળ લીલા બલીહારી, કળા તારી ગતિ ન્યારી
પ્રણમીએ પ્રેમથી જેવા, સદા ફૂળ અર્પતા તેવા,
રચ્યા રચના ચમત્કારી, કળા તારી ગતિ ન્યારી
ભજનમા ભાવના દૈવી, મતિ સ્થિર ત્યા કરી દેવી,
વિશુદ્ધિ સત્વ ગુણધારી, કળા તારી ગતિ ન્યારી

---

## ગાયત્રી મહિમા.

( દીનનો દયાળ છોડી કોને શરણુ જાવુ—એ રાગ )

૬

ગાયત્રિ છદ ગાય તુ જરૂર શુદ્ધ થા,
જરૂર શુદ્ધ થા તુ, ત્રિપદાને સેવતા —ગાયત્રિ૦
લક્ષ લક્ષ એજ સવિતાથી સજીવન,
પુષ્ટિ તુષ્ટિ પ્રાપ્તિ બલ એજ ગુણ ગા —ગાયત્રિ૦
ધર્મ, અર્થ, કામ, પુરૂષારથ નિશ્ચે,
મુક્તિ મળે, સર્વ ફળે, વેદ વાકયમા —ગાયત્રિ૦



# જ્ઞાન માર્ગે ઉડવાનો પ્રયાસ.

( સાચી પ્રીત પ્રભુ તુમ સગ જોડી—એ રાગ )

૭

આ ચદ્ર જાણે હજી શર્વરીને, આસ્વાદ આપુ ધરી પ્રીતડીને,
આ વ્હાણુ વાયુ શશી અસ્ત થાશે, સધ્યા સમે આમ વિજોગ થાશે. ૧
પાછા મળીશુ રહી એમ આશે, બધાયલો જે ગુણુ દોરી જાશે,
અચ્યુત નૈ તેથી વળી નિરાશે, હા દૈવ કેવો દુખમા નિશાસે. ૨
આ તે કળા શી ક્ષય પામતી છે, તારી નિશા શુ અતિશે રતિ છે
રાહુ ગૃહે તે વળી દુખ સ્હેવુ, સસાર માહે સુખ સ્વપ્ન જેવુ ૩
જો ઉર્ધ્વ શી દીપક જ્યોત જાએ, સ્નેહે પડેલી નિજ પાખ ઉડે,
પોતે ધરી ઉજ્જવળતા પ્રકાશે, દુસગ તે કજ્જલ ખૂબ ભાસે ૪
વાયુ બધે ચચળતા વધારે, ભિતિ નશાએ લખી હાય મારે,
ને આ વળી સુદર રમ્ય સ્થાને, લોકો વળી સુદરતા વખાણે ૫
સાક્ષાત્ મારી નજરે સહુએ, વિહાર જોવા ઉપભોગમા એ,
આયુષ્ય જોતા વહી જાય કેવુ, નિર્વાણુ મુક્તિ પદ શાત રેવુ. ૬

---

## અંતરાત્મા દર્શન

૮

નિરખી લે અતર્યામી રે, મનુષ્ય દેહે નિરખી લે અતર્યામી,
બાજી ગઇ તે હાથ ન આવે, અવસર આ કયાથી પામી રે.–મનુષ્ય૰
ગાફ્લ રહી પળપળ તુ ગુમાવે, વીતે વરસ રહી ખામી રે –મનુષ્ય૰

તુચ્છ વિષય છે જાણી તજી દે, ભક્તિ ભજનમા રે જામી રે —મનુષ્ય૦
શિવ! શિવ! હર! હર! સમર નિરતર, અનત સુખમા આરામી રે.
મનુષ્ય૦

## શિવ સ્તવન.

( તોટક )

૯

હરનાથ સદા શબ પાણિ રહ્યા,
પડખે વળી વામ ગિરી તનયા,
શિવ જ્યોતિ અલૌકિક શાતિ વહે,
નમુ એક ત્રિલોચન કામ દહે —૧
સુખદાયક શભુ સદા ભજતા
હૃદયે વળી ધ્યાન સદા ધરતા
સ્મરતા ક્ષણ તોય પ્રસન્ન રહે
નમુ એક ત્રિલોચન કામ દહે —૨
ગુરૂરાજ સદા સર્વજ્ઞ છતા
કઇ વેશ વિચિત્ર રહ્યા ધરતા
તદપિ ભવરોગી શુ શોધ લહે
નમુ એક ત્રિલોચન કામ દહે —૩.
મૃગ ચર્મ ધરે શુ પ્રસન્ન રહે
વળી અગ વિભૂતિ સદાય ધરે
ફણીરાજ વિભૂષિત શકર હે
નમુ એક ત્રિલોચન કામ દહે.—૪.

નિલકંઠ તમે દુખ ભંજન છો
હર પાર્વતિ નાથ નિરંજન છો
શશિ મૌલી જટા મહી ગંગ ચહે
નમુ એક ત્રિલોચન કામ દહે —૫

---

# વિક્ષેપ દૂર કરવા વિષે.

## ( કલ્યાણ )

૧૦

રહી જાયે તારે શું દિલ અટક અટક,
ચાલે ચેતીને ચતુર નર ચટક ચટક
યમ નિયમનું અંગ, રહે યોગીજન સંગ,
પીડે જેમ, ના અનંગ, શુદ્ધ થાય જેમ ગંગ
થઇ કુશળ યોગાનુગામી સટક સટક —રહી૦
યુક્તાહાર, વિહાર નહી, જે કર્મની ચેષ્ટા યુક્ત ,
યુક્ત નહી જે સુતા જાગૃતી, માહે તે કયમ મુકત ?
એવો અગમ છે પંથ, ભણી જાય ભલે ગ્રંથ,
ગુરૂ કૃપા ગુણુવંત, થાયે નહી તો પ્રપંચ
તુટી દોરી ટીંગાઈ રહ્યો લટક લટક.—રહી૦
ચંપકવરણી, ચંદ્રમુખી, ચિત્ત ચિત્ર વિષે નવ ચ્હાય ,
અનન્ય નિષ્ટા અંતર વૃત્તિ, ક્ષણ ક્ષણ નિશ દિન થાય
પ્રાપ્ત પરમ આનંદ, તુટી જાતા સહુ ફંદ,
રમે યોગીજન વૃંદ, ગતિ શીઘ્ર કે ન મંદ.
ઉડી જાયે જગત્ લાગે ખટક ખટક—રહી૦

# નિર્મિત લલાટ લેખ.

પહાડી—સદા સંસારમાં સુખ દુઃખ સરખા માની લઇએ )

૧૧

નિરમ્યુ જે લલાટ છે અવસ્ય તે થવાનુ,
અવસ્ય તે થવાનુ જરૂર ના જવાનુ —નિરમ્યુ૦
તિવ્ર જો સવેગ ને પ્રારબ્ધ ભોગ માનુ
જે વિધિ લખેલ છે પડેલ કોઇ પાનું
તે નિભાવ, સરલ ભાવ, તપ તપાવ શાનુ?—નિરમ્યુ૦
સુખ દુઃખ સ્હેજે સાપડે, કલના કર ન વિચાર,
બુદ્ધિ કર્મ અનુસરે, સ્વતત્રતા ન લગાર
લગાર પણ મુક્ત પ્રકૃતિથી ના થવાનુ —નિરમ્યુ૦
જ્ઞાની નિજ સ્વભાવ તેમ ચેષ્ટા કરે તેવી,
પ્રકૃતિ પ્રધાન વશ સર્વ ક્રિયા કેવી?
એ અપાર, ચમત્કાર, બલાત્કાર થાદ —નિરમ્યુ૦

---

## આત્મવૃત્તિ બોધ.

૧૨

બહુ અકળાવે તે મન વશ કરવુ, પછી સમજી સગ પાછુ ફરવુ —બહુ૦
સમય ચુકાવ્યો આટલો તેથી, ઝટ ઝટ વૃત્તિ નિરોધે —બહુ૦
પળપળ આત્મ નિરીક્ષણ કરવુ, વાસનાને સસ્કાર શોધે —બહુ૦
ગજબ કર્યો છે, અજબ ગતિ કેવી, ધરી ધ્યાન આત્મ પ્રબોધે —બહુ૦

## બ્રહ્મ સત્ય જગન્મિથ્યા.

૧૩

જરૂર જાણવુ જે જગત્ નથી સાચુ (૨)
કલ્લોલ એ ચિદ્ સાગર, માહે અનુભવ દૃષ્ટિ
પ્રગટ કરી વાચું.—જગત૦
અનત સ્વરૂપ થાયે, સ્થિતિ લય ઉત્પત્તિ જેમા
દિસે નવ કાચું —જગત૦
અખૂટ ભડાર આગળ, દેખું પછી કયમ રક
થઇ કયાઇ યાચુ —જગત૦
સદ્ગુરૂ સાચી સમાધી, આધી, વ્યાધી, ઉપાધી
રહિત એક રાચું —જગત૦
કૃત્ય કૃત્ય ને ધન્ય ધન્ય, આ નિરતિશય પ્યારૂ
પ્રસન્ન થઇ નાચુ.—જગત૦

---

## અવિદ્યા પ્રાબલ્ય.
(પિલુ)

૧૪

અનાદિ અવિદ્યાએ આ શુ રે કીધુ
મારૂ મારૂ કરી પ્યારૂ સુખ માની લીધુ —અનાદિ૦
મરે ને પછડાયે પણ સગ ન તૂટે,
ભરમ ભમાવ્યો લાગ્યો છદ ન છૂટે —અનાદિ૦

મન માન્યું મુખ ફાવ્યુ, વચન વિલાસે,
ખબર નથી જે આમ ફુંકે ઉડી જાશે.—અનાદિ૦
અહીથી તહી ને અહીં, ફરતા શી આશે,
ભ્રમણુ ન સ્થિર મતિ, શિવ કયા પ્રકાશે?—અનાદિ૦
ચતુર ચચળ ચિત્ત પણુ નવ ચેતી જાણે,
દયા દુખીયારી દશા, જરી ન પ્રમાણે.—અનાદિ૦
વિપત સપત ને સપતમા વિપત સાચે,
અમળ વમળ પડયુ થન થન થન નાચે.—અનાદિ૦

---

## ગુરુ શરણુમાં અભીપ્સિતા.

### ( ધનાશ્રી )

૧૫

પ્રગટ રહ્યા છો વૈજનાથ હૃદયમાંહી પ્રગટ રહ્યા છો વૈજનાથ,
ઘટઘટ વ્યાપક નિય વિભુ પ્રભુ, છોજી અનાથના નાથ —હૃદય૦
રંક છીએ તો હવે આપ નિભાવો, શિરપર મૂકી હાથ —હૃદય૦
મૂંઢમતિ ગતિ અલ્પ ન મુજને, રાખા સદાયે સગાથ —હૃદય૦
સત્ય સરલ મૃદુ હિતકર વાણી વસો વિમળ ગુણનાથ —હૃદય૦

---

## શાંતિગાન.

### ( આશાવરી )

૧૬

શાતિ શાંતિ શાતિરેવ શાતિ શાતિરી
રી શાતિરિ તિ શાન્તિ હો, પ્રસાદ પુષ્ટિ તુષ્ટિ હો

અનુપમ પ્રભાવે હો, રિ શાંતિ શાતિરી
પ્રગટ શિવ જ્યોતિ; ગુથત મન મોતિ
શોભિત કળા યોગી, અલક્ષ ગતિ ગોતી
ઇંદિવર નયના સુદરી દિવ્ય જોતી
અલકલટ છોડી, ગણે જે તુચ્છ કોડી
ક્ષણિક છે દિલે ધરી, સદાય એક શ્રી હરી
પર પડે વિચાર હો, રી શાતિ શાતિ શાતિરી.
ભયો પ્રકાશ મનહર કધ, થન થન નાચત અગ,
પસારી ચદા પ્રેમની, વિલસત શો મુખ રગ-
નિશદીન વિલસે, મદમદ હિલસે, ગુરૂ ગતિ મિલસે —શાતિ
શાતિ હર હર શાતિ, શિવ શિવ શાતિ-શાતિ શાતિરી
અવર્ણ્ય છે અગાધ છે અસીમ ને અપાર હો
સ્વરૂપ સાધ્ય શ્રીહરિ પ્રસન્નતા શી કાતિગી —શાતિ૦



ઇતિ શ્રી સ્વાનદચદ્રિકા સમાપ્ત

અનેન કૃતેન શ્રી સદ્‌ગુરુ દેવતા પ્રીયતા નમમ
શ્રી સદ્‌ગુરૂદેવાર્પણમસ્તુ.

ૐ શાતિ શાતિ શાતિ



**આ ચોપડીના અગાઉથી ગ્રાહક થઈ ઉત્તેજન આપનારનાં નામો નીચે પ્રમાણે છે:—**

| પ્રત | નામ |
|---|---|
| ૧૬ | મોહનલાલ ત્રિભુવન દવે |
| ૧૬ | નરભેશંકર જગજીવન દવે |
| ૧૬ | જમજીવન જેઠાલાલ દવે |
| ૧૬ | સોમનાથ કલ્યાણજી રાવળ |
| ૧૬ | પ્રભાશંકર મહાશંકર ઠાકર |
| ૧૬ | રા દેવનંદ રણછોડજી |
| ૧૬ | વ્યાસ ત્ર્યમ્બકલાલ મુલજી |
| ૧૬ | જટાશંકર નરસિંહ ત્રવાડી |
| ૧૬ | ખીમજી વિશ્રામ દવે |
| ૧૬ | જટાશંકર પુરૂષોત્તમ ભટ્ટ |
| ૧૬ | ઠા હેમરાજ ભવાનજી |
| ૧૬ | રા. હીરાલાલ રામજી |
| ૧૬ | ઠા નારાયણજી દામજી |
| ૧૦ | ત્રવાડી પ્રભાશંકર ચકુભાઇ |
| ૧૦ | ત્રવાડી ભાનુશંકર પોપટભાઇ |
| ૮ | ત્રવાડી નારાયણજી વજેરામ |
| ૮ | રા દેવશંકર પ્રાણજીવન. |
| ૮ | ભાનુશંકર વીરજી ભટ્ટ. |
| ૮ | ચુનીલાલ ભાઇશંકર ભટ્ટ. |
| ૮ | ઠા જીવરાજ કાલીદાસ |
| ૮ | ગ ગિરધારી પ્રેમજી |
| ૮ | ગ સોમચંદ મોતીલાલ. |
| ૬ | પ્રીતમલાલ ભાઇશંકર |
| ૫ | હરિલાલ ગિરધરલાલ મકોડી |
| ૫ | અમૃતલાલ નારાયણજી દ્વિવેદી. |
| ૪ | ગ છગનલાલ ગોવિંદજી |
| ૪ | જટાશંકર વીરજી રાવળ |
| ૪ | જટાશંકર રામચન્દ્ર દવે. |
| ૫ | ખીમશંકર ત્રિભુવન રાવળ |
| ૪ | અમૃતલાલ વૈકુંઠરામ |
| ૧ | અમૃતલાલ આણંદજી રાવલ |

રચનારની અસલ બનવાળા રાગોનુ રવા
રહી ગયેલી ભૂલો માટે ક્ષમા કરી, સૂજ્ઞો,
અને તે ગાયનોનો લક્ષ્યાર્થ હૃદયગમ્ય કરવાને

ઇત્યોમ્ .

અષાઢ શુક્લ ૮, વિ સ ૧૯૭૦ એક

---

## પ્રસ્તાવિક.

---

## સુશીલ સુંદરી.

( જન જન ધૂર્ત જાણી તુજ વાણી રે—એ રાગ )

૧

દ્વારે આવ્યો આવ્યો અવસર લે જાણી હો

શાણી તેને સુનયના પ્રમાણી

પગલે પગલે પતિને અનુસરે, વેચો વચને પીયુને ખુશી કરે,
હશી મળી હેતે, પ્રીત આણી હો—શાણી તેને૦
સુખના દુઃખમા સદા એક સરખી, વદને વિલસે પ્રમદા દરખી
પરખી શકે પ્રિય વાણી હો શાણી તેને૦

દેખી અવરના મનહર વસ્ત્ર શૃંગાર સોળે કળા હો,
સ્થિતિ કુળ ઘર લાજ વિચાર શોભતી ચદ્ર કળા હો,
વ્હાલ વાલમ શુ વધી જાય, અર્પે શિક્ષણ સારૂ
ગોરી ગમતી કરે વળી વાત, રાખત લેશ ન છાનુ

એની તન મન અરપે, શિશ સમરપ
સુંદરી દીપાવ કુળ દેહને ધરી, તેહ તણી માત ધન્ય ધન્ય તો ખરી

ત્રિયા એક
ને દૂર નહીં દેખ
લ્હેર માણી હો—શાણી તેને૦

---

## વસંત બહાર.
### ( સોહણી-વસંત ).

૨

"આ વસંત સખીરી," આતુરતા એમ પ્રગટી અધારી
ચતુર બુદ્ધિબાળા બિચારી વ્યાકુળ બહુ અકળાય,
મધુ માધવ માસે વિયોગી, પીયુ પીયુ ઝંખત પ્યાસ ભગીરી—જાય૦
આમ્રની મોહક મંજરી સાથે, મલય શિતળ વા વાય,
બકુલ અશોક પ્રિય ગુલતાશી માલતિ મન મુઝાવી રહીરી—જાય૦
જાઇ જુઇ નવ મલ્લિકા કુંજે, કુસુમ ખીલે શી સુવાસ ?
આ તરૂવર આવ્યા જો નવ પલ્લવ કુંપળીયા ટીશી રક્ત ધરીરી—જાય૦
આ એ ગુલાબ મનોહર મારૂં, પ્યારૂં છાંટે મકરંદ,
નવલ ધવલ આછા વસ્ત્ર તે સોહે, ચાંદનિ માહે ચિકાર સખીરી—જાય૦
શ્વેત કિરણ ચંદ્રના અમી ઝરતા. ચંપક વરણીને ન્હાય,
ગોરા રૂપેરી ગાલે પડતા, મદભરૂ આનંદ મણુણી બનીરી—જાય૦
કેસર ચંદન તિલક લલાટે, ચંદ્રક ઝગઝગ થાય,
વેણી ગુંથી મન્મા મંદ ઝરતી. મંદ ગતિ રતિ ધૂન ભરીરી—જાય૦
પ્યાગ વિના પ્રમદા નવ લેખે, ફાગણ ખીલ્યો બહાર;
અંગ ધીકે ઉર કંપત શોચત, નવલ કિશોરી અલી તું સખીરી—
જાયે વહી આ વસંત૦

---

Printed and Published by Narbheshankar Jagjivan Dave, at the Manohar Press, Bunder Road, Karachi.